





શાલ ૧૯૭૯

શ્રી અનાવિલ બ્રાહ્મણ સદ્ધર્મ સમાજના

# ઠરાવો.


છપાવી પ્રસિદ્ધ કરનાર

ન્યાત પંચના અધ્યક્ષ

**ગુલાબભાઈ નથ્થુભાઈ**

રેહેવાશી કતારગામ.



સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું.

શ્રી

# અનાવિલ બ્રાહ્મણ સદ્ધર્મ સમાજના ઉદ્દેશ–હેતુ.

**આ સમાજ પ્રથમ શાવ ૧૯૬૭ના કાર્તિક શુદ ૧ થી સ્થાપવામાં આવેલી છે.**

૧ સંસારિક નીતિ આચાર તથા ધર્મનું પાલન કરવું અને કરાવવું.

૨ માનવ ધર્મ શાસ્ત્ર અનુસાર ન્યાતે વિવાહ તથા લગ્ન કરવાં અને કરાવવાં.

અ વરવિક્રય, (વાંકડો) પલ્લા (વર તરફને ચઢાવો), સાટાં (વરકન્યાની અદલા બદલી) અને કન્યા વિક્રય (દેજ) બંધ કરવાં અને કરાવવાં.

બ બાળ લગન કજોડા અટકાવવા.

૩ અનાથ બાળકો તથા વિધવાના પેષણ તથા જ્ઞાન વૃદ્ધીના ઉપાયો યોજવા.

૪ સંસારિક અયોગ્ય ખર્ચ ઘટાડવા તથા બંધ કરવા.

૫ ઉપલા હેતુઓ પાર પાડવા સમાજના બળની વૃદ્ધી કરવી

અ સમાજના બંધારણને અંતઃકરણ પુર્વક તાબે રહેવુ જોઇએ.

બ સમાજના ફંડની વૃધ્ધી અને રક્ષણ કરવું.

ક સભાસદોની વૃધ્ધી કરવી અને સરવે સાથે પ્રીતી પૂર્વક વર્તવું.

## ઉદ્દેશ ૧ લો.

૧ બાળકોને ગૃહસ્થાશ્રમનો ભાર વહન કરવાને શકિતમાન બનાવવા એ તેના માબાપ અથવા વાલીની પ્રથમ ફરજ છે, પછીથી લગ્ન માટે જીજ્ઞાસા રાખવી યોગ્ય છે.

૨ બાળકો આભૂષણ કરતા ગુણથી વધારે શોભે છે, માટે ગુણવાન બનાવવા તરફ વિશેષ લક્ષ આપવાની સૌની ફરજ છે.

## ઉદ્દેશ ૨ જો અ.

૧ વરકન્યાના વિવાહ તથા લગ્ન કરવામાં કોઇ પ્રકારની આપવા લેવા સબંધી સરત કે ઠરાવ હોવો જોઇએ નહિ; કન્યાવાળાએ પોતાની કન્યાને યથાશકિત વસ્ત્રાલંકાર આપવાની તથા વર અને વર તરફના સ્નેહીઓને યથાશકિત સત્કાર કરવાની ફરજ છેજ.

૨ ઉપલા નિયમ અનુસાર વિવાહ નકકી કરવા સારૂ સમાજ તરફથી છપાએલાં વિવાહ પત્રીના ફારમોના ઉપયોગ કરવો.

૩ આ ઉદ્દેશમા બતાવેલા ચાર દોષ પૈકી કેઇ પણ એક દોષ આખી જ્ઞાતીમાં ઘણે અંશે જોવામાં તથા સાંભળવામાં આવે છે, માટે તે દોષો દુર કરવા કરાવવા શારૂ સમાજના દરેક અંગી પોતાની કન્યા સમાજના અંગીઓને ત્યાંજ પરણાવવાને બંધાયલો છે.

૪ વિવાહ નકકી કરવા સારૂ કન્યાવાળાએ એકથી દશ માણસ સાથે છોકરાવાળાને ત્યાં જઇ ત્યાંના પ્રતિષ્ઠિત માણસો રૂબરૂ યોગ્ય રીતભાત સાથે નકકી કરવું એ ઉત્તમ છે છતાં કોઇ ગૃહસ્થને સમાજની મીટીંગમાંજ વિવાહ નકકી કરવો હશે તો તેમ કરી શકશે.

* વિવાહ પત્રીના ત્રણ ફારમો ભરી સહી કરી તેમાનું એક પોતાના ગ્રુપના ન્યાત પંચના

મેમ્બર મારફત સમાજનાં મંત્રી તરફ યોગ્ય બક્ષિસ સાથે તાકીદે રવાના કરવું. અને ફારમ અરસપરસ આપવું, એ દરેક ઉપર પ્રતિષ્ઠિત પુરૂષોની સાક્ષી પણ લેવી જોઇએ.

૪ ઉપર પ્રમાણે થયલો વિવાહ તૂટી શકે નહીં, જો કોઇ તોડે તો સમાજની સંમતિથી જેઃ હાનિ જણાશે તે કાયદેસર યોગ્ય પગલાં ભરશે જો સમાજને યોગ્ય લાગશે તો તોડનારને અમુક દંડ અથવા સમાજ બહારની શિક્ષા કરે તો તે ખમવી પડશે પણ.

અપવાદ

જો છોકરી અથવા છોકરાને કોઇ અસાધ્ય રોગ થાય, અથવા છોકરો છોકરી કે તેના માબાપ પતિત થઇ સમાજ બહાર ન્યાત બહાર કરવા યોગ્ય થાય તો ન્યાત પંચની લિખિત મંજૂરી મેળવી પછી તોડી શકશે.

૫ લગ્નનો દિવસ મુકરર થયા પછી કન્યાવાળાએ પોતાની કન્યા સારૂ સ્ત્રી ધન તરીકે યથાશક્તિ એક દાગીનો લગ્ન પત્રી સાથે વરવાળાને મોકલી આપવો.

૬ વરવાળાએ ઉપર પ્રમાણે મળેલો દાગીનો ઘરેણાં ચઢાવવાની રીત વખતે કન્યાને અર્પણ કરવો જો વરવાળાની ઇચ્છા વધુ ને બીજા વસ્ત્રાલંકાર આપવાની હોય તો તેજ વખતે આપશે.

૭ ઉપર પ્રમાણે કન્યાને અર્પણ કરેલો દાગીનો તથા વરવાળા તરફથી તે કન્યાને નામે મળેલી દાગીનાની રકમ તે સ્ત્રીને સોંપવામાં આવેલી હોય તે સ્ત્રી ધન તરીકે ગણાશે.

૮ સ્ત્રી ધન ઉપર પ્રથમ તે સ્ત્રીનો, તેના અભાવે તેના છોકરાંનો, તેના અભાવે તેના ધણીનો અને તે બધાના અભાવે તે સ્ત્રીના માસરાવાળાનો હક છે. પરતુ છોકરીન તેના પીયેર તરફથી મળેલા બીજા દાગીના હોય, તેના ઉપર તે સ્ત્રી પછી તેનાં છોકરાં અને તેના અભાવે તેના પીયરવાળાનો હક છે, તેથી તેવા દાગીના સ્ત્રીના મરણ પછી જેના કબજામાં હોય તેણે ઉપર પ્રમાણેના ખરા હકદારને બીન તકરારે આપી દેવા

૯ નિચેના કારણો સિવાય કોઇ પુરૂષે એક બાયડી જીવતી છતાં બીજી બાયડી કરવી નહી

ક. સ્ત્રીને કાંઇ અસાધ્ય રોગ થાય તો.

ખ. સ્ત્રીની ઉમર પાંતરીસ વરસની થાય ત્યાં સુધીમાં તેને સંતાન નહી થાય તો.

ગ. સ્ત્રી પ્રત્યક્ષ વ્યભિચારણી હોય અથવા નીકળી જાય અથવા ધણીની કસુર વગર તેનું ઘર માંડે નહીં તો

પરંતુ ઉપરના ત્રણે પ્રસંગમાં ન્યાત પંચની લિખિત મંજુરી લઇ બીજુ લગ્ન થઇ શકે ન્યાત પંચે એવી પરવાનગી આપવા પહેલા ફરીથી પરણનાર પુરૂષની સ્થિતી પ્રમાણે પહેલાં બે કારણોથી જો તે ફરીથી પરણતો હોય તો સ્ત્રીની ખોરાકી પોષાકી વગેરેનો પાકા બંદોબસ્ત કરી આપવો.

## ઉદ્દેશ ૨ જો વ.

૧ છોકરાનો વિવાહ તેની દશ વરસની ઉમર પુરી થયા પછીજ કરવો, તેમજ છોકરીની ઉમર છોકરાં કરતાં ઓછામાં ઓછી ત્રણ વરસ કમી હોવી જોઇએ.

## ઉદ્દેશ ૩ જો.

૧ જનરલ ફંડમાંથી સમાજના અનાથ બાળકો તથા વિધવાના પોષણ તથા જ્ઞાન વૃધ્ધી માટે યથાશકિત યથાયોગ્ય મદદ જનરલ સભાની મંજુરી લઇ આપવામાં આવશે.

૨ કુંવારા બાળકો માટે પ્રથમ લક્ષ આપવામાં આવશે.

## ઉદ્દેશ ૪ થો.

વિવાહ નકકી કરતી વખતે કન્યાવાળાએ છોકરાને રૂ. ૧ થી રૂ. ૫ સુધી વાગદાનના આપવા તથા રૂ, ૧ મીઠાઇનો આપવો એ દિવસે કન્યાના બાપે જમીને વરના હાથમાં રૂ. ૧ થી રૂ. ૨) સુધી આપવા તથા અરસપરસના બઇઆણનો રૂ. ૧ અરસપરસ આપવો તથા ગણપતિ પુજાનો રૂ. ૧) કન્યાવાળાએ આપવો, પરંતું સાથે જમનારાઓમાંથી કોઇએ કાંઇ આપવું નહી.

### અપવાદ

પણ એવું ઠરાવવામાં આવે છે કે મીઠોંગ વખતે વિવાહ નકકી કરવામાં આવે તેને ઉપલી કલમથી બાધ આવતો નથી.

૨ લગનપત્રીની રીતના યથાસક્તિ દાગીના ઉપરાંત દળના લાડવા શેર ૫) થી ૧૦) શેર સુધી તથા રૂ. ૧ મોકલવો તથા વરવાળાએ રૂ૦ ૧) કન્યાને માટે હિંગળા ચાંલ્લાનો તથા રૂ. ૧) લગન પત્રી લાવનારને વિદાયગીરીનો આપવો.

૩ ઘી મણ ૧) થી ૩ મણ સુધી તથા તેના પ્રમાણમાં ચાલુ રિવાજ પ્રમાણે સાહિત્ય કન્યાવાળાએ આપવું.

૪ વરયાત્રામાં આવેલા જાનવરોને માટે સારો અને ખપ જેટલો ઘાશચારો કન્યાવાળાએ આપવો.

૫ કન્યાવાળા જાન નોતરવા જાય, ત્યારે તેણે દળના લાડવા શેર સવાપાંચ તથા નાળીએર પાંચ તથા કેળાનો કાતરો એક, એટલું લઇ જવું, તથા નીચે પ્રમાણે રૂ૦ ૧ની ચાર રીતો કરવી.

| | |
|---|---|
| ગણપતી પુજાનો રૂ૦ ૧) | સુનાં રૂપાના જનોઇનો રૂ૦ ૧) |
| પોસમાં રૂ૦ ૧) | બ્રાહ્મણને રૂ૦ ૧) |

૬ વરવાળાએ ઘરેણું ચઢાવવા જવું. તે વખતે લગનપત્રી સાથે આવેલો દાગીનો ચડાવવો તથા નીચે પ્રમાણેની રૂ૦ ૧)ની ચાર રીતો કરવી.

| | |
|---|---|
| ગણપતી પુજાનો રૂ૦ ૧) | પોસમાં રૂ૦ ૧) |
| ઘરેણાં ઢાંકણનો રૂ૦ ૧) | બ્રાહ્મણને રૂ૦ ૧) |

૭ વરઘોડો માંડવે આવે ત્યારે વરમેડામાં રૂ૦ ૧) તથા છાંટણીઆને રૂ૦ ૧) મળી એ રીત વરવાળાએ કરવી તેમજ વરની સાથે જે અણ્વાય તેને કન્યાવાળાએ રૂ૦ એકથી બે સુધી આપવા.

૮ વર માહેરામાં આવ્યા બાદ નીચે પ્રમાણે રૂ. ૧)ની રીતો અરસપરસ આપવી તથા લેવી.

### કન્યાવાળાએ કરવાની રીત.

ગણપતિ પુજા. મધુપર્ક કન્યાદાન; લજા હોમ. સ્વસ્તિવાચન, અને મોહોજોણાંનો,

### વરવાળાએ કરવાની રીત.

ગણપતિ પુજા, લગ્ન સંધિકા. અંગુઠા ચાપણ; અંતરપટ, કન્યાલાભ, સ્વસ્તી વાચન. અને મોહજોણાનો

મોહજોણાંનો રૂ. ૧) કન્યાવાળો આપે તેમાં વરવાળાએ રૂ. ૧ ઉમેરીને આપવો.

૯) વરપક્ષના ધુપેલ લેવા જાય ત્યારે કન્યાવાળાએ રૂ, ૧) વરવાળાને આપવે, તથા બીજુ સાહિત્ય કન્યાવાળા જેટલું આપે તેટલું લેવુ.

૧૦ ગૌરવ નોતરવા જાય ત્યારે કન્યાવાળાએ પગેલાગણાનો રૂ. ૧) તથા નાળીએર નંગ પાંચથી નંગ અગીઆર સુધી તથા દળના લાડવા શેર પાંચથી શેર દશ સુધી, આપવા એટલી રીત કરવી.

૧૧ વર પક્ષના ગૌરવ ખાવા જાય, ત્યારે કન્યાવાળાએ દળના લાડવા મણ અરધા સુધી આપ તથા દરેક જાનરણીને શેર ૧) એક સોપારી આપવાં તથા બાજપુંજીને રૂ૦ ૧) આપવો. તેમજ વરવાળાએ ખંડ, આરસી માંસકી વીગેરે સાહીત્ય સાથે છાબડીમાં રૂ૦ ૧ )મુકી આપવી તથા બાજપુંજીને રૂ૦ ૧) કન્યાવાળાએ આપ્યો હોય તેમાં રૂ૦ ૧) વરવાળાએ ઉમેરીને કન્યાની બાજ પુજવી.

જાનરણીને શેર શેર લાડવા આપવા અને જો વીસ ઉપરાંત જાનરણીએ જાનમાં ગૌરવ ખાવાને હાજર હોય તો અરધા મણ લાડવા તેમના પ્રમાણમાં વહેંચી આપવા.

૧૨ પરણેલી કન્યાને વાડી ભરાવે તો તે વાડી જોઇ વરના માબાપ તરફથી રૂ ૨ થી રૂ. ૫) સુધી આપવા, તેમજ બીજા સંબંધીએ પોતાના વ્યવહાર પ્રમાણે આપે તેમાં હરકત નથી. એ રૂ૦ સ્રી ધન છે

૧૩ જાન વિદાય થતી વખતે ચાવલ સુપડાંની પાંચ રીત દરેક રીત રૂ૦ ૧) ની નીચે પ્રમાણે કન્યાવાળાએ કરવી.

સુપડામાં, કળશમાં, કુકાવટીમાં, છેડાવાટીમાં, અને ખાંડના પાત્રમાં એ ઉપરાંત ઘરઘામેલું પોતાની ખુસી પ્રમાણે આપે તેટલું વરવાળાએ બીન તકરારે લેવું

૧૪ જાન વિદાય થતી વખતે નિચે પ્રમાણેની રીતો કરવી,

क, કન્યાવાળાએ ભેટીને વરના માબાપ દરેકને રૂ. ૧) થી રૂ, ૫) પાંચ સુધી આપવા તથા કન્યાવાળાની ખુશી હોય તો વરના બાપના નીકટના સગામાંથી પાંચ જણા સુધીના દરેકને રૂ, ૧ આપી ભેટી શકે.

ख. આ પ્રસંગે કન્યાનો બાપ વરના બાપને પોતાની ખુશીથી કાંઇ વસ્ત્ર આપે તેને આથી બાધ આવતો નથી.

ग. વરના મામાને કન્યાના મામાએ ભેટીને રૂ૦ ૧) થી રૂ૦ ૨) સુધી આપવા,

૧૫ કન્યાવાળાએ કન્યા સોંપીને વરની માને રૂ૦ ૧) આપવો તથા નામણદીવામાં રૂ૦ ૧) મુકવો તથા પાદરે ભેટીને વરની મા તથા બાપ દરેકને રૂ૦ ૧) એક આપવો.

૧૬ જાનૈયાઓને વિદાયગીરીમાં રૂ. આપવાનો રિવાજ બંધ કીધો છે. પરંતુ તેને બદલે દરેક મરદને એકેક શ્રીફળ વિદાય થતી વખતે હાજર હોય તેને કન્યાવાળા આપે.

૧૭ વિદાય થઇ મંડપમાંથી જતી વખતે વરવાળાએ નીચે પ્રમાણે દાપાં વીગેરે આપવાં,

પાણીઆરીને રૂ ૧) કન્યાને માફામાં બેસાડનારને રૂ૦ ૧) કન્યાદેવનો રૂ૦ ૧) અને કુશળ દક્ષણાનો રૂ૦ ૧) એ ઉપરાંત ધરમાદા દેવસ્થાન હવાડા વીગેરેના દાપાં કન્યાના ગામના રિવાજ પ્રમાણે આપવાં તેમજ કન્યાવાળાના બ્રાહ્મણને સીંધું તથા દક્ષિણાનો મળી રૂ૦ ૧) વરવાળાએ આપવો,

૧૮ કન્યાવાળા ખુશીથી જાન જમવા રાખે તો તેણે રૂ. ૧ થી રૂ. પાંચ સુધી વરના પીતાને આપવા.

૧૯ કન્યા પરણ્યા પછી સાસરેથી પ્રથમ વિદાય થાય ત્યારે સાસરાવાળાએ રૂ. ૧) થી રૂ. ૫) સુધી તેને વિદાયગીરીમાં તથા યથાશકિત વસ્ત્ર આપવા.

૨૦ દીવાળી, હોળી તથા બળેવનું ખાવું કન્યાવાળાએ ફક્ત લગ્ન થયા પછી એકજ વરસ મોકલવું તે દરેક ખાવામાં દળનાં લાડવા શેર ૧૦) સુધી તથા રૂ૦ ૧) મોકલવો તેમજ વરવાળાએ દરેક ખાવા વખતે રૂ૦ ૧) હીંગળા ચાંલ્લાનો મોકલવો, આ ખાવું લાવનાર બ્રાહ્મણને રૂ. ૧ વિદાય કરવો.

વરવાળાએ અલુણાની ફરાળ પણ લગ્ન પછી એકજ વરસ મોકલવી એ ફરાળ રૂા. ૧) થી રૂા. ૫) સુધીની તથા હીંગળા ચાંલ્લાનો રૂા. ૧) મોકલવો. પરંતુ એ ઉપરાંત વરવાળા પોતાની ખુસીથી વહુને માટે કાંઇ દાગીનો મોકલે તેને આથી હરકત નથી, ફરાળ લાવનાર બ્રાહ્મણને વિદાયગિરીનો રૂા ૧ આપવો.

૨૨ છોકરી ચૌદ વર્ષની ઉમ્મરે પહોંચે એટલે તેના પિયરવાળાએ તેને સાસરે વિદાય કરવી. તેમજ સાસરાવાળાએ તેને બોલાવી લેવી. તે વખતે કન્યાવાળાએ રીતના તથા પગેલાગણાના મળી રૂા. ૨ થી સાત રૂા. સુધી અને દળના લાડવા શેર પાંચથી શેર દશ સુધી મોકલવા, આ વખત પછી સ્ત્રી સાસરે રહે ત્યાં સુધીનો લુગડાં વિગેરેનો તમામ ખરચ તેના શ્વસુર પક્ષ વાળાને શીર છે.

૩૩ છોકરીના સીમંત વખતે તેના પીએરવાળાએ પ્રથમ મુહુરત માટલીમાં દળના લાડવા શેર પાંચથી દશશેર સુધી તથા રૂા. ૧) રોકડો મોકલવો અને સીમંતને દિવસે રૂા ૫) થી રૂા. ૧૦) સુધી રોકડા મોકલવા.

૨૪ છોકરીના મોસાળામાં થરપાનેતર વગેરે મળી રૂા ૫ થી રૂા. ૫૦ સુધી તેના મોસાળવાળાએ કરવા. તેમજ છોકરાના ઉપવિત વખત પણ મોસાળવાળાએ લુગડાં વગેરે મળી રૂા. ૫ થી રૂા. ૫૦ સુધીનો ખરચ કરવો.

૨૫ છોકરાના ઉપવિત વખતે તથા છોકરીના લગ્ન વખતે મરજી હોય તો ગામના રિવાજને અનુસરી ન્યાત કરવી

૨૬ પગે બોલાવેલા જમાઇ વિદાય થાય ત્યારે સાસરાવાળાએ રૂા. ૧) થી રૂા ૫) સુધી વિદાયગિરીના તેને આપવા.

૨૭ મરણોત્તર ક્રીયા વખતે નીચે પ્રમાણે વર્તવું.

**ક.** પીસતાળીસ વર્ષની અંદરના સ્ત્રી પુરૂષ મરણ પામે તેની પાછળ ન્યાતી ખરચ કરવો નહીં. ફકત શ્રાધાદિક ક્રિયા તથા બ્રહ્મભોજ કરવો. તથા દહન કરવા જનારાઓને એક દિવસ જમાડવા પીસતાળીસ વરસ ઉપરનાના મરણ પાછળ મરજી હોય તો ફકત તેરમાંની એકન્યાત કરી શકે

**ખ** છોકરીના તેરમાનો ન્યાતી ખરચ બંધ કરવામાં આવ્યો છે પરંતુ બ્રહ્મભોજ તથા ગોરાણી તથા દહન કરવા જનારાઓને જમાડવાને બાધ નથી.

**ગ.** સાસુ અગર સસરાની મરણ ક્રિયા ઉપર જમાઇ આવે તો તેને રૂા. ૧) થી રૂા. ૫) સુધી આપવા અશુભ પ્રસંગે બીજા કોઇને કાંઇ આપવું નહી, તેમ માગવું પણ નહીં.

**ઘ.** છોકરીનો સાસુ અગર સસરો મરણ પામે ત્યારે જમાઇને સારૂ રૂા. ૧) થી રૂા. ૫) સુધી પાઘડીના મોકલવા

૨૮ મરણ પાછળ રડવા કુટવાનો રીવાજ શાસ્ત્ર વિરૂધ તથા શરમ ભરેલો છે. શખબ રસ્તા ઉપર રડવું કુટવુ બંધ કરવામાં આવ્યું છે

૨૯ ઉપર લખ્યા સીવાયના બીજા તમામ અસલથી ચાલતા આવેલા રીવાજો જેવા કે. પહેરામણી, તલીઉંખાવું, સુપડાં, સપડદાં, પુરી. વગેરે આપવા લેવાના તમામ અઘટીત ધારાઓ બંધ કીધા છે.

## ઉદ્દેશ ૫ મો. અ

૧ આ સમાજના ઉદ્દેશનું અનુકુળ આચરણ સ્વીકાર કરી દાખલ થયલો અનાવિલ ગૃહસ્થ આ સમાજનો અંગી ગણાશે.

૨ આ તમામ અંગીઓથી બનેલી સમાજનું નામ અનાવિલ સદ્દશ્મં સમાજ રાખવામાં આવ્યું છે.

૩ સમાજના તમામ ઉદ્દેશને અનુકુળ બાંધવામાં આવેલા નિયમો પાળવાને દરેક અંગી પ્રતિજ્ઞા પૂર્વક બંધાએલો છે. માટે સમાજના તથા જ્ઞાતિના હિતને માટે તમામ નિયમો દરેક અંગીએ પાળવા અને પળાવવા જોઇએ.

૪ જો કોઇ અંગી એકાદ કે વધુ નિયમોનું ઉલ્લંઘન કરે તો ન્યાત પંચની ભલામણથી જનરલ સભા અમુક દંડ કે સમાજ બહારની શિક્ષા કરે તો તેણે તે ખમવીજ જોઇએ.

૫ સમાજની વ્યવસ્થા અગર બંદોબસ્ત સારૂ દર ત્રણ વરષને માટે ન્યાત પંચ તથા અધિકારી વર્ગ ચુટણીથી નીમાશે.

૬ ન્યાત પંચ માટે બે પ્રકારના સભાસદ નીમવામાં આવશે (૧) અધિકારી વગ, (૨) ગુપવાર ન્યાત પંચના સભાસદો.

૭ આ સભા નીચેના કારણોથી મળશે

**अ.** વાર્ષિક જનરલ સભા મળી ગયા પછી સોંપવામાં આવેલા કામ તથા બંદોબસ્ત રાખવા માટે શરૂઆતની સભા.

ખાસ જનરલ સભા મેળવવાની જરૂર લાગે તો તે મેળવતાં પહેલાં જનરલ સભા આગળ કામો રજુ કરવા સારૂ.

વાર્ષિક જનરલ સભા મળતા પહેલાં ગત વર્ષનો રીપોર્ટ તૈયાર કરવા, નવા દાખલ થનારા ગૃહસ્થને મંજુરી આપવા. સ

૮ અધિકારી ત્રણ પ્રકારના થશે.

(૧) પ્રમુખ. (૨) મંત્રી. (૩) ત્રીઝોરર

૯ પ્રમુખના નીચે લખેલા કામ અને અધિકાર છે

દરેક સભા વખતે તમને સભાપતિ સમજવામાં આવશે.

**ब** સમાજના સર્વ કામનો યથા યોગ્ય બંદોબસ્ત રાખવામાં અને સમાજની રક્ષા તથા ઉન્નતિમાં તત્પર રહેશે સમાજના દરેક કામને જોશે કે તે નિયમાનુસાર કરવામાં આવે છે કે નહીં. અને પોતે નિયમાનુસાર ચાલશે.

**क.** જો કોઇ બાબત કઠણ અને જરૂરની લાગે તો તેનો યથાયોગ્ય બંદોબસ્ત ન્યાત પંચ મેળવી અથવા ન્યાત પંચનો લેખીત અભિપ્રાય મંગાવી તાબડતોપ કરી શકે કેમકે એના બગડવાની જવાબદારી એમને શીર છે.

૧૦ મંત્રીના નીચે લખેલા અધિકારો અને કામ છે.

**अ** ન્યાત પંચની આજ્ઞાનુસાર સમાજની તરફથી સર્વ સાથે પત્રવ્યવહાર રાખવો અને સમાજની ફાઇલ, વૃત્તાંત, નોંધ, અરજી, યાદી, જન્મ મરણનું પત્રક વગેરે દફતર સંભાળથી રાખવાં.

**ब** સમાજની સભાઓનો વૃતાંત તથા દફતર તેજ વખતે રાખવાં.

**क** નવા દાખલ થનારની તથા કોઇ અંગીની અરજીઓ આવે તે પ્રમુખ રૂબરૂ રજુ કરવી.

**ड** સમાજના તમામ નિયમોના પાલનપર ધ્યાન રાખવું.

સઘળા પ્રકારની આવક જાવક ઉપર લક્ષ રાખવું અને કંઇ અવ્યવસ્થા જણાય તો તુરત ન્યાત પંચને વીદિત કરવું.

ટ્રેઝરરના અધિકાર અને કાર્ય નીચે પ્રમાણે છે.

अ સમાજની સઘળા પ્રકારની આવક લેવી અને તેની પહોંચ આપવી

ब કોઇને પણ ન્યાત પંચની આજ્ઞા વિના રૂપીઆ ન આપવા મંત્રી અને પ્રમુખને પણ ચાલુ મુકરર કરેલો રકમ કરતાં વધુ આપવું નહી એ આપેલા ધનના યોગ્ય વ્યયને સારૂ તેજ મંત્રી અને પ્રમુખ જવાબદાર થશે.

क સઘળા પ્રકારના આવક ખર્ચના રીતિપૂર્વક વહી ખાતાં રાખવાં અને દરેક સભા વખતે હિસાબ રજુ કરવો.

ઓછામાં ઓછા રૂપિયા પચીશ અને વધારેમાં વધારે રૂપીઆ પચાસ સુધી હાથ ઉપર રાખવાનું ઠરાવવામાં આવ્યુ છે એથી વધારાની રકમની ન્યાત પંચ કરમાવે તે પ્રમાણે વ્યવસ્થા કરવી.

૧૨ ગ્રુપવાર ન્યાત પંચના સભાસદના અધિકાર અને કામ નિચે પ્રમાણે છે,

अ પોતના ગ્રુપના તમામ અંગીઓ સમાજના નિયમો પાળે છે કે નહીં, તે ઉપર સખ્ત દેખરેખ રાખવી, જો કોઇ અંગી નીયમ વિરૂધ વતશે એમ લાગે તો જાતે ચાંપતા ઇલાજ લેવા અને નાઇલાજે ન્યાત પંચ મેળવવા મંત્રીને તાકીદે જણાવવું કેમકે તેના જવાબદાર તે પોતેજ છે.

પોતાના ગ્રુપના નાણા ઉઘરાવી તાકીદે ટ્રેઝરરને મોકલી આપવાં આ બાબત ટ્રેઝરરને મદદ્દ કરવી એ તેમની મુખ્ય ફરજ છે.

૧૩ જનરલ સભા બે પ્રકારે મળશે

(૧) વારષિક અને (૨) ખાસ.

૧૪ વારષિક સભા પ્રતિ વર્ષ ડિસેંબર આખર સુધીના અનુકુળ જગ્યાએ એકજ વખત નિચેના કામ સારૂ મળશે.

अ. સમાજના ઉદ્દેશ અનુકુળ નિયમોમાં સુધારો વધારો કરવો.

ब ગત વર્ષનો આવક જાવકનો હિસાબ મંજુર કરવો.

क અવતા વર્ષ માટે બજેટ મંજુર કરવું.

નિયમ વિરૂધ્ધ વર્તનાર હરેકોઇ સભાસદને શિક્ષા કરવા ન્યાત પંચ ભલામણ કરે તે મંજુર કરવી

इ. પાછલા વર્ષમાં થયલા સમાજની ઉન્નતિનો રિપોર્ટ મંત્રી તરફથી રજુ કરવામાં આવે તે છપાવી જ્ઞાતિમાં વહેંચવા સારૂ મંજુર કરવો.

फ. આવતા વર્ષને માટે વારસીક સભા મેળવવાનું સ્થળ નકી કરવું

૧૫ ખાસ જનરલ સભા જ્યારે ન્યાત પંચની ઇચ્છા હશે. ત્યારે વરસની વચમાં પણ મેળવી શકાશે.

૧૬ દરેક સભામ ઓછામાં ઓછા અરધા સભાસદ મળેથી તે સભાનું કોરમ ગણાશે, અને તે જે ઠરાવ કરશે તેનો ગેરહાજર રહેલા સભાસદોએ સ્વીકાર કરવો પડશે,

## ઉદ્દેસ ૫ મો.

૧ સમાજમાં દાખલ થનાર ગૃહસ્થે ઓછામાં ઓછા દશ રૂપિઆ દાખલ ફી તરીકે આપવા. આ રૂપિઆ પહેલી વારષિક સભા મળતાં સુધીમાં ભરી દેવા જોઇશે.

૨ સમાજના દરેક અંગિએ દરસાલ વાર્ષિક લવાજમ તરીકે ઓછામાં ઓછો એક રૂપિઓ આપવો.

૩ વિવાહ નક્કી કરતી વખતે વિવાહ પત્રી સાથે છોકરીવાળાએ ઓછામાં ઓછો રૂ૧. તથા છોકરાવાળાએ ઓછામાં ઓછા બે રૂપિઆ મોકલી આપવા.

૪ લગ્ન વખતે પણ ઉપર મુજબ બંને ગૃહસ્થોએ આપવું.

૫ આ ઉપરાંત કોઇ ગૃહસ્થ અમુક વખતે અમુક રકમ બક્ષિસ આપશે તો તે ઉપકાર સહીત સ્વીકારવામાં આવશે.

૬ આ તમામ નાણા સમાજના જનરલ ફંડને ખાતે જમા થશે.

૭ મિટીંગ, છપામણી, પોષ્ટ, દફતર, વીગેરેનો ખરચ જનરલ ફંડમાંથી પણ કરકસરથી કરવામાં આવશે, પણ બજેટમાં દર્શાવ્યા કરતાં વધુ ખરચ કરવાની સત્તા નથી, કદાચ જરૂર લાગે તો જનરલ સભાની મંજુરી મેળવ્યા પછીજ કરી શકાય.

## ઉદ્દેસ પ્રચારક

૧ આ સમાજમાં નવા ગ્રહસ્થોને દાખલ કરવા, બોધ કરવો એ દરેક અંગિએ પોતાની ફરજ સમજવી જોઇએ

૨ હરકોઇ અનાવિલ ગૃહસ્થ દાખલ થઇ શકે છે, પરંતુ સમાજના તમામ ઉદ્દેશને અનુકુળ આચરણનો સ્વીકાર કરી સમાજનું છપાયેલું ફારમ ભરી તે ઉપર સહી કરી અધ્યક્ષને અરજ કરવી જોઇએ.

૩ દાખલ થવા ઇચ્છનારે પોતાના ગ્રુપના ન્યાત પંચના સભાસદ મારફત અથવા સમાજના અધ્યક્ષને ઉપર પ્રમાણે અરજ કરવી.

૪ અરજી મોકલનાર ગૃહસ્થ જો તેને ન્યાત પંચ મંજુરી આપશે તો મંજુરી આપ્યાની મિતીથી આ સમાજનો અંગી ગણાવાને પાત્ર થશે.

૫ ન્યાત પંચનો અધિકાર રહેશે કે કોઇ વિશેષ હેતુથી કારણ બતાવ્યા વગર કોઇનું નામ સમાજમાં દાખલ કરવું સ્વીકાર ન કરે.

૬ સમાજના દરેક અંગિએ સમાજના તમામ ગ્રહસ્થો તથા સમાજ બહારના અનાવિલ ગૃહસ્થો સાથે પ્રિતિપુર્વક વર્તવું જોઇએ

---

# વધારો

અનાવિલ સધ્ધર્મ સમાજના વ્યવસ્થાના નીયમની કલમ ૨૪ પ્રમાણે ( ધારામાં ફેરફાર કરવા બાબત ) આ ધારાને અનુસરીને વખતો વખત બીજા ઉપનિયમો કરવાને ન્યાતપંચ મુખત્યાર છે, તે આધારે જુના નિયમોમાં ફેરફાર કરી ઉપર પ્રમાણે નવા નિયમો ન્યાતપંચે ઘડયા છે. અને તે ન્યાતપંચે મંજુર કીધાથી છપાવવામાં આવ્યા છે. તા૦ ૧૨-૪-૧૯૨૩

સહી કરનારાઓના નામ અને ઠેકાણું.

ગુલાબભાઇ નથ્થુભાઇ.
ન્યાત પંચના અધ્યક્ષ

નરોત્તમભાઇ રતનજી.
ન્યાત પંચના મંત્રી.
ઠે૦ વડોદ તાલુકે ઓરપાડ.